# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્યની રાહ...

|| વર્ષ – ૨ || અંક – ૪ || સળંગ અંક – ૮ ||
એપ્રિલ – ૨૦૧૭

-: સંપાદક :-

સુલતાન સિંહ 'જીવન'




ફ્લેશબેક ઇન્ટરવ્યૂ

કિશોર વ્યાસ

[ Senior Journalist - Mumbai Samachar ]






# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ ~

|| વર્ષ – ૨ || અંક – ૪ || સળંગ અંક – ૮ ||
|| એપ્રિલ – ૨૦૧૭ ||

~ સંપાદક ~

## સુલતાન સિંહ ‘જીવન’

## કાવ્યગોષ્ઠી ટીમ

મેહસાણા – ૩૮૪૦૦૨
મોબાઈલ – ૯૯૦૪૧૮૫૦૦૭
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com/

*'એક કવિ/લેખક હોવું એથી પહેલા માણસ હોવું વધુ મહત્વનું છે.'*

કઈક નવું ઉમેરતા રહેવાનો આશય હમેશા એક આગેવાન સભ્ય તરીકે મારો પણ હોય છે. પણ આભાસી ખયાલી દુનિયા અને વાસ્તવિકતા વચ્ચે અંતર હોય છે. છતાં વિચારોમાંનું શક્ય એટલું વધુ કરી શકવાનો પ્રયાસ જરૂર રહે છે. આનંદ છે એ વાતનો કે સાહિત્યમાં ભલે ૧૦૦ રૂપિયાની મદદ નથી કરી શકાતી પણ ૨૫ પૈસા જટલી ભાગીદારી પણ આનંદ આપે છે.

*કાંટાથી હું કદાચ બચી નીકળી જઉં,*
*પણ આ ફૂલોથી કોણ બચાવે હવે મને,*
*~ ગૌતમ પરમાર 'સર્જક'*

આજે થોડીક વાત અત્યારના યુગમાં પ્રવર્તતા હું પણાના કવિવાદ વિશેની. ઉપરની પંક્તિ કદાચ આજના વિચારનું નેતૃત્વ કરવા માટે સક્ષમ છે. કાંટાથી બચીને કદાચ આપણે નીકળી શકીએ છીએ, પણ જે ફૂલોનો માર છે એનાથી કોણ બચાવશે. એટલે કે સફળતા પામવા માટે હું લાખ કોશિશો કરી લઈશ, કદાચ સફળતા મારા પગમાં આવીને પડશે પણ આ મારો આંતરીક સ્વભાવ, વ્યક્તિત્વ, અહમ એનાથી મને કોણ બચાવશે. કવિ તરીકેની સિદ્ધિ તો મહેનત દ્વારા મળશે પણ અંદર અહમ રૂપે જામેલો કવીવાદ શું એ સફળતાના શિખરો પર વધુ સમય ટકવા દેશે...? આ અહમ એ ફૂલોનો મારો છે. જેનાથી બચવું લગભગ અશક્ય થઇ રહે છે. કેટલાય દિગ્ગજો અહમરૂપી ફૂલોના મારામાં તણાયા છે. કાંટા તો સામે દેખાતું લક્ષ્ય છે અને ધ્યાનમાં છે કે એ દર્દ આપશે પણ આ ફૂલોનો મારો કલ્પના શક્તિ બહાર રહે છે. વાસ્તવિકતા છે કે ક્યારેક ફૂલોનો મારો પણ ઘાતક બનશે.

કવિ, લેખક અથવા માણસ કોઈ પણ કેમ ન હોય એનું પોતાનું હોવા પણું તો સારી વાત છે. પણ પોતાના એ સ્થાને હોવા પાછળનો અહમ નિર્દોષતા પાછળ છુપાઈને ઉભેલા કપટ સમાન છે. કાવ્યગોષ્ઠી સામયિકના માધ્યમથી ઘણા મોટા ગજાના કવિઓના પણ સીધા સંપર્કમાં રહી શક્યો છું. અને એમાંથી ઘણું શીખ્યો છું. જેમાં મહત્વની વાત જોઈ કે ભરેલા ઘડા કરતા માંડ અડધા ભરાયેલાને છલકાતો વધુ જોયો છે. મોટા ગજાના કવિ/લેખક/માણસો કરતા હજુ કોઈપણ ક્ષેત્રમાં માંડ એકડો ઘૂંટીને ઉભા થયેલા માણસોમાં અહમ વધુ હોય છે. ઘણા નવા નિશાળિયા પોતાની જાતને થોડાક બંધારણ યુક્ત કાવ્ય લખતા જ ગઝલકાર અને સાહિત્યકાર સમજી બેઠા હોય છે. પણ એ લોકો હંમેશા એ વાત ભૂલે છે કે આપણી કાર્યક્ષમતા આપણામાં રહેલું મોટાપણું નહિ પણ આપણું જીવન અને કાર્ય સિદ્ધ કરે છે. કવન ક્ષેત્રના સામયિકમાં સભ્ય તરીકે હું જરૂર એવી આશા રાખું કે ભવિષ્યમાં એ દરેક નાના લેખન કર્તાઓનું લેખન કાર્ય એમને રમેશ પારેખ જેવી ઉચ્ચ સિદ્ધિ અર્પણ કરે, પણ જો આ જ અહમ એમનામાં જડવત રહેશે તો લાંબો સમય સુધી એ લોકો પોતાના સ્થાને ટકી નહિ શકે. કારણ કે આવડત માત્ર તો મશીનમાં પણ હોય છે સાહેબ, અને આપણે મશીન નથી એ લોકોને સમજાય એટલે આપણા સ્વભાવમાં નમ્રતા અને માણસાઈના ગુણો પણ વિકસાવવા જ જોઈએ ને...?

કાવ્યગોષ્ઠી સામયિક સાથે જોડાયેલા દરેક વાંચકમિત્રનો હું દિલથી આભારી છું...

સુલતાન સિંહ 'જીવન'
[ સંપાદક – કાવ્યગોષ્ઠી સામયિક ]

## સૌપ્રથમ કાવ્યગોષ્ઠી ઈ-સામયિકના વાચક વર્ગને પ્રણામ....

ગુજરાતી ભાષામાં પદ્ય સાહિત્ય સાચા અર્થમાં જીવંત અને અવિરતપણે ધબકતું રહે તે માટે અત્યારે સોશીયલ મીડીયાનાં ઉપયોગ વડે પણ ઘણા પ્રયાસો થઈ રહ્યા છે જેમાં અત્યારે અમારું વોટ્સએપ પર 'કાવ્ય ગોષ્ટિ' નામથી એક પદ્ય સાહિત્યને લાગતું ગૃપ ચાલી રહ્યુ છે. નવોદિત કવિઓ અને ભાવકો આ ગ્રુપમાં સામેલ થઈ શકે છે.. વિસ્તૃત માહિતી મેળવવા માટે આપ નીચેના 'Web Adress' પર સંપર્ક કરી શકો છો.




Contacts :-
+૯૧-૯૯૦૪૧૮૫૦૦૭
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com

લાગણીઓનો તાર..........

કવિ અને બધા જ સહકાર આપનાર વડીલો, મિત્રો અને ભાવકોનાં અમે હરહંમેશ ઋણી છીએ. ખાસ કરીને સામયિકના વાચકવર્ગના અમે દિલથી આભારી છીએ. અમારી ટીમ સદાય આંતરિક કે બાહ્ય સાથ સહકાર આપનાર ઉતમ સર્જકોની આભારી રહેશે.

કાવ્ય ગોષ્ટિ ટીમ.

# અનુક્રમણીકા



## વિશેષ :-



એ પહેલાં ભીંજાઈ પછી ગાય છે
સાચું ચોમાસુ પંખીને સમજાય છે.

ક્યાં જરુરી છે શબ્દો તને ચાહવા
આંખથી આંખની ભાષા વંચાય છે.

જોડતો એકબીજાને મનથી ભલા
પૂછ, ક્યાયે એવો સેતુ બંધાય છે.

શબ્દના ક્યાં મહોતાજ એ હોય છે
આરતીમાં ગઝલ જેને સંભળાય છે.

સાચવી લે તુ એ સ્મૃતિના કાફલા
આંખથી આંસુ થઈને ઉલેચાય છે

ઘર નહીં તીર્થ થૈ જાય એ મારે મન
આંગણે દીકરી અવતરી જાય છે...

~ શૈલેષ પંડ્યા



મોગરાના ફુલ
ગ્યાતાં અમ વિણવા સખી મોગરાના ફૂલ,
મોગરાના ફુલ સખી..... મોગરાના ફુલ....
ગ્યાતાં અમ વિણવા સખી મોગરાના ફુલ.....(2)

સામા મળ્યા છે મારા દેરીડા...
હે મને હસ્યાબોલ્યાની ઘણી હામ સખી રે......
મોગરાના....... ગ્યાતાં અમ......

સામા મળ્યા છે મારા જેઠજી,
હે મને ઘુઘટ કાઢ્યાની ઘણી હામ રે......
મોગરાના..... ગ્યાતાં અમ.....

સામા મળ્યા છે મારા જેઠાણીજી,
હે મને મેણાં બોલ્યાની હામ સખી રે....
મોગરાના..... ગ્યાતાં અમ......

સામા મળ્યા છે મારા સસરાજી,
હે મને જીણું બોલ્યાની ઘણી હામ સખી રે...
મોગરાના.....ગ્યાતાં અમ....

સામા મળિયા છે મારા સાસુજી,
હે મને પાયે પડ્યાં ઘણી હામ સખી રે.....
મોગરાના..... ગ્યાતાં અમ.....

સામા મળિયા છે મારા પરણ્યાજી,
હે મને "મહિમા" ગાયાની ઘણી હામ સખી રે....
મોગરાના...... ગ્યાતાં અમ......

~ સંગી અખિલ "અખો

હેડ અલી ચ્યાંક ચ્યાંક પ્રેમમાં તો પડીએ?
હૈયાની મધમેઠી તેંડમાં તો મળીએ?
હેડ અલી....

ખોરંભે પડયાં અલી વાત્યુંનાં વાદળાં,
મૌન થૈ કતી એક હાદ તો વાવીએ?
હેડ અલી...

પેલી વાડમાં કાંટાનેય અડકે'લી વેલડી,
એમ તો એમ તાણ, થોડું તો મળીએ?
હેડ અલી...

હાત હાત ભવનાં કે'તાં બધાં બાંધણાં,
ને માંણહનું હું કે'વાય પાકકાં મરણાં.
હેડ અલી...

હેડ અલી બે ઘડી નેણમાં તો મળીએ?
ટાંણાંને પારખી પળમાં પલળીએ !!
હેડ અલી...

~ પરમ પાલનપુરી





જો ગમતી ક્ષણો મળી આવે તો સઘળું ગમતું જાય છે.
બાળક જેવા બની રહીએ,મન આપણું રમતું જાય છે,

ભૂલો બીજાની ભૂલવાની, આ વાત જો સમજાય છે
એ પછી હર એક દિલમાં આપણું ઠેકાણું જડતું જાય છે

હિજરાતી પળો મહી જો , મિલનનો મહિમા ગવાય છે
તો દુઃખ ભરેલા દરિયામાં મનઆપણું હસતું જાય છે

સપનાઓના મહેલ ચણવાથી ધનવાન ક્યા થવાય છે?
ધીરજ સાથે પગલાં માંડો તહી સઘળું મળતું જાય છે.

એકાંતના વમળની અટવઓ તો અંતરમન દેખાય છે,
બાકી વહેતા પાણીના વહેણ સંગે સઘળું વહેતું જાય છે.

ઉગશે તેને આથમવાનું છે, આ સત્ય જેનેપરખાય છે
જે સમજે કુદરતની કરામત, તેનું મસ્તક નમતું જાય છે

~ રેખા પટેલ ( વિનોદિની )

અછાંદસ રચના ...

હું સરી ગયેલા શમણાને વીણવા બેસું છું.
કેટલા ભાગ થયા?
શોધવા બેસું છું.
ધૂઘરાની ખનખનતી ઘુઘરીઓમાં,
માના હાલરડાની હેલીઓમાં,
બાપુની તબડક ઘોડાની પીઠ ઉપર હું
ખોળું છું.
સહિયારોના સાથમાં,
પાંચીકાના અવાજમાંગોરમાં નાં પુજનમાં,
સઘળી ધમાચકડીમાં,
મેળાની ચકરડીઓ મહી,
હું ગોળગોળ ઘુમઉં છું.
વસંતના ઓવારણે એકાદી ટહુકો યાદ
આવે,
મહેકતી રાતરાણીમાં,
સળવળતી કોઈ યાદોમાં,
વરસાદી સાંજે,
એ મારી કોરી હથેળીમાં
સરી ગયેલા શમણાંઓ ને હું વીણવા બેસું
છું.

~ રેખા પટેલ (વિનોદિની)

**સૂરજ બની**
**જાત બાળું, પ્રકાશ**
**પાથરવાને ...**

**~ આલોક ચટ્ટ**

गुजरा हुआ वक्त भी सीखा गया
में कितना कीमती हु
आज पता चला
बचपन में मोज ही मोज करते थे
याद आ रही हे वो गलिया
स्कुल के दिन
बंक के बाद खेतोमें जाना
हर रोज नया नया सीखना
पापा की डांट हसके सुनना
मम्मी को रोज बहलाना
बहुत याद आते है वो दोस्त
हर शाम खेलना कूदना और मस्ती करना
कभी कभी जघड़ना और वापिस साथ हो जाना
कविता
आज दिन कटता नही
और
रातोमे नींद आती नही
दिमाग अब पूरा खाली सा लगता है
सही यार गुजरा हुआ वक्त बहुत सीखा गया

रहीश ~ दीपक सोलंकी

મુક્તક

તમને સબંધ રાખતા ન આવડ્યું
કોઈને સાથ આપતા ન આવડ્યું
જિંદગી બસ ઘડને ફડ વઇ જશે
માણસોને હવે જાણતા ન આવડ્યું

રહીશ ~ દીપક સોલંકી



ખાલી જીવવા ખાતર જીવતો નથી,
હું મોતનાં નામથી કંઈ ડરતો નથી
જીવ્યો છું આમ જ ખુમારીથી
હું કોઈના ધૂંટણિયે પડતો નથી
મને બીજાની જેમ ટેવ નથી
હું બોલ્યા પછી ફરતો નથી
ભલે ને જગ વહે ગાડરિયા પ્રવાહમાં
હું આંધળુકિયા આમ વહેતો નથી...

~ આલોક ચટ્ટ

"લાખ છુપાવે આગ તારી અંદર,
અનુભવું તેની જાળ મારી અંદર.....

કેવો સુનકાર તારી અંદર,
ખળભળાટ તેનો મારી અંદર......

ચીસ મૌનમાં ઘૂંટાય તારી અંદર,
ઘુટન તેની પડઘાય મારી અંદર.....

રુદન હૈયાફટ તારી અંદર,
હીબકાં સંભળાય મારી અંદર.....

જીવવાની અનિચ્છા તારી અંદર,
ત્યારે શ્વાસ ખૂટે મારી અંદર....."

~આલોક ચટ્ટ

आँखों में समा लिया है तुमको
ख्वाबो में समा लिया है तुमको

जनाजे में तुजे देखकर मेने अब
अश्को में समा लिया है तुमको

मेरे मौला ये केसी रेहम है तेरी
दिलो में समा लिया है तुमको

बिखरे ख्वाब भी अब टूट गए
आयनों में समा लिया है तुमको

लाचारी नही ये अब आदत हो गई
बहानो में समा लिया है तुमको

मौत की परवाह मत कर ऐ "रहीश"
ग़ज़लो में समा लिया है तुमको

रहीश ~ दीपक सोलंकी

પૂછો ના કૈં વાત સજનવા,
આવી મીઠી ઘાત સજનવા.

તેજનાં તોરણ બાંધુ આંખે,
હૈયે ઝીણી ભાત સજનવા.

પ્રેમે પાંપણ ભીંજાણીને ?
કેવાથી શું થાત સજનવા ?

સાંભળ મારી તુંય કથાઓ,
મનડું મારૂં શાંત સજનવા.

પ્રેમે મ્હોરી જાવું મારે~
બનવું પારીજાત સજનવા,

~ તૃપ્તિ ત્રિવેદી "તૃપ્ત"



લીલાછમ મધુવનમાં લહરાતી આ સૃષ્ટિ,
ગ્લોબલને લીધે જો ભૂંસાતી આ સૃષ્ટિ.

મૂંગા મૂંગા જોવે છે આ ખીલેલા ફૂલો,
ઓઝોન સ્તરે સંકોચાતી આ સૃષ્ટિ.

વાદળ વરસ્યા સ્પર્શયા જ્યારે ધરતીને!!
કૃત્રિમ વરસાદે પણ હરખાતી આ સૃષ્ટિ.

ઈલેક્ટ્રોનિક ઉપકરણોમાં બ્રેકીંગન્યુઝે,
વારે વારે કેવી બદલાતી આ સૃષ્ટિ ?

ચન્દ્રની ધરતીનો સોદો થ્યો ઓનલાઈન,
કાં' અબળાની માફક આ વેચાતી આ સૃષ્ટિ?.

~ તૃપ્તિ ત્રિવેદી "તૃપ્ત"

ભિતરમાં યાદની અગ્નિ લઈ બળતી મરું છું હું,
બધું ભૂલી જવાનાં યત્ન પણ કેવાં કરું છું હું.

સહનશક્તિ ન મુજમાં કૈ તમે જાઓ ભૂલી મુજને!,
બધું સાચું સહન કરતાં, પ્રહારોને કરું છું હું.

બતાવ્યો ચાંદ દીધો ના, કરી ખાલી તમે વાતો !!
હવે એ ચાંદની ફરતે બખીયાઓ ભરું છું હું.

વિચારું છું તમે મુજને હજી સમજી નથી શકતાં,
ચડીને મૂંઝવણનાં હિબકાઓ ઉતરું છું હું.

પવનસંગે થતાં મૈત્રી, ગગન પહોંચી 'તૃપ્ત',
પધારો આવકારું છું, નેઅવકાશે તરું છું હું.

~ તૃપ્તિ ત્રિવેદી 'તૃપ્ત'

મન મૂકીને જિંદગીને ચાહશું,
હોય સુખ કે દુઃખ જીવી દેખાડશું.

સાવ કોરું પાનુ છે આ જિંદગી,
ક્યાં શું લખવું એ વિચારો લાવશું.

હસ્તગત એવી કલા કરશું અમે,
દર્દ ભૂલીને હસાવી જાણશું.

સૂર્ય સુખનો ઉગવાનો છે હવે,
યુદ્ધના અંધાર સામે ફાવશું!.

જે હશે એ ચાલશે, હું તૃપ્ત છું,
હાથ ફેલાવી અમે નાં માંગશું.

~ તૃપ્તિ ત્રિવેદી 'તૃપ્ત'

" મારું કાવ્ય એટલે....
તારા ઝાંઝરનો ઝણકાર,
ને તારો મીઠો એ રણકાર..

ઘડીભર જોયાનો અહેસાસ,
ને લાગ્યા કરે હરપળ પાસ...

તારી લાગણીઓનું અવિરત ઝરણ,
ને બસ તારું જ મનમાં રહેતું સ્મરણ..

સમણાંઓની એ મૂલાકાત,
ને બસ એમ જ વિતેલી રાત...

તારી આંખનું ખરેલ આંસુ,
ને મેં વહાવેલ આખું ચોમાસું..

બસ..મારી કવિતા એટલે...."

~ વિક્રમ સોલંકી 'જનાબ'





" ઓચિંતું એક દિ' જવાનું છે,
જીવન એ તો એક બહાનું છે..

કર્મના ખેલ છે બધાય ન્યારા,
જેવું કર્યું તેવું ભોગવવાનું છે..

અથાગ છે આ સંસાર સાગર,
બસ એકલાએ જ તરવાનું છે..

ચેતી જજો બુરું ઈચ્છનારાઓ,
નક્કી છે એ બધું જ નડવાનું છે..

જીવન જીવતાં શીખો 'જનાબ',
અંતે તો બસ એ બળવાનું છે..."

~ વિક્રમ સોલંકી 'જનાબ

" ઝાડ ~ પાન જેમ ઉગવું છે કવિતા બની,
પછી લીલોતરીમાં પુગવું છે કવિતા બની..

બિંદુઓ શબનમ તણાં મોહક મને લાગે,
તડકા જેમ ધીરેક અડવું છે કવિતા બની..

વમળો સલીલ કેરા આછકલું હસતા લાગે,
માછલી બની મહિં તરવું છે કવિતા બની..

રેલાઈ રહ્યું સઘળે કુસુમો તણું કોમળ હાસ્ય,
થઈને પતંગિયું ઉપર ઉડવું છે કવિતા બની...

સાદ કરે છે ધરા 'જનાબ' એક બુંદની આશ,
વાદળ જેમ ધોધમાર વરસવું છે કવિતા બની.."

~ વિક્રમ સોલંકી 'જનાબ'

પત્ર પર તારુ નામ લખું,
પ્રેમ ભર્યા એ જામ લખું.

નૈનોમાં મિલનએ સંધ્યાનું,
કાંઠે વમળોનું કામ લખું.

હરક્ષણે યાદ થઇ આવે,
લગાવના શું દામ લખું.

સંધ્યાની ભીંનાશ માણવા,
પાલવ કેરીએ શામ લખું.

જોને 'પ્રીત' તારી યાદને,
પ્રેમનું સાચું ધામ લખું.

~પ્રિતિ ભટ્ટ.. "પ્રીત"

વિચારે ઊંડા ના ઉતરો, સર્ચ કરો,
પૂછપરછ ના આદરો, સર્ચ કરો.

છીપ મહીં મોતી હવે શું રહી શકે?
સાગર કિનારે ના તરો, સર્ચ કરો.

સ્વાર્થની કેડીએ કંટક હજારો છે,
પગલાં ખુલા ના ભરો, સર્ચ કરો.

ઝરણાંની ચંચળતા સાગરમાં ભળી!
ઠેહરાવની વાત ના કરો, સર્ચ કરો.

ચારેકોર વાય છે ડિજિટલ વાયરો,
પ્રીત રોજે સવાલ ના ધરો, સર્ચ કરો.

~પ્રિતિ ભટ્ટ.. "પ્રીત

જામ પીવાની મજા કયાંક જતી રહી
ખબર નહી ક્યાં સાકી ગયો છે

હવે નથી મજા આવતી તારા વિના
સમય પણ ધ્યાનથી મને તાકી ગયો છે,

કેવા છે આ સરવૈયા તારા નામના
હિસાબ તારા ખાતે બાકી ગયો છે

જવા દે જે થવું હોય તે થાય
હવે આ પ્રેમ નામનો શબ્દ થાકી ગયો છે

~હિરેન સોરઠિયા



હાયકું

યાદ આવે છે,
વસંતી વાયે વ્યોમ,
ભીંના છે નૈન..

પ્રેમે શું જોવું,
અમથી હૈયા હોળી,
ભીંના છે નૈન..

ના વિસરાય,
પાલવ કેરો સ્પર્શ,
ભીંના છે નૈન..

ઝાંકળ સંગે,
આજ થયો વિરહ,
ભીંના છે નૈન..

નથી મિલન,
ખોવાણી પ્રિયે મારી,
ભીંના છે નૈન..

શિયાળે ઠંડી,
મુજને કોરી ખાય,
ભીંના છે નૈન..

~પ્રિતિ ભટ્ટ.. "પ્રીત"

મને તારા દિલ સાથે રમવા દે
ના આપી શકતો મને મરવા દે

છે કળિયુગની આ દુનિયા
માણસને જરા તો લણવા દે

માનવી તું જરા માણસ થા
પક્ષીઓને પણ તું ચણવા દે

સાંભળ જવાબ હવે તો તું
લખી કવિતા ખામોશીને હણવા દે

કરૂ છું ખાતું સરભર તારા નામનું
હિસાબ બાકી પ્રેમનો હવે ગણવા દે

~હિરેન સોરઠિયા



અરે,
થોડી પાસે આવ ને,
તું નહીં તો,
તારી યાદો મોકલાવ ને,
સમય નથી તો,
અહીંયાં સ્મૃતિઓ વાવને,
ફરયા કરૂ હું,
થોડી તો સ્મૃતિ લહેરાવ ને,
મગજમાં છબી છે,
ફ્રેમમાં મને તું મઢાવ ને,
નથી કરવું આ કંઈ,
તો જવાદે ચાલ પણ
થોડી પાસે આવ ને.

~હિરેન સોરઠિયા

"હું તારો દીવાનો"

રાધા સંગ બંસરીને મીરાનો એકતારો,
કાન્હો ક્યારેક તો કહેતો હશે ને કે મીરા હું તારો દિવાનો.
રાધાને માખણ મીસરીને મીરાને વિષનો પ્યાલો કાન્હો,
ક્યારેક તો કહેતો હશે ને કે મીરા હું તારો દિવાનો.
રાધાને સોળે શણગારને ભગવો રંગ મીરાનો કાન્હો,
ક્યારેક તો કહેતો હશે ને કે મીરા હું તારો દિવાનો.
મીરા દીવાની શ્યામની ને જમાનો દિવાનો રાધેશ્યામનો પણ
કાન્હો ક્યારેક તો કહેતો હશે ને કે મીરા હું તારો દિવાનો.

~સ્મિતા પટેલ



## હું કેવી છું નહીં....?



વાચા મળે તો સરવાણી ફૂટે,
ને વળી ક્યારેક આંસુય ના ખૂટે.
વહેતા ઝરણાંની ની જેમ શાંત અને સરળ,
તો ક્યારેક વાવાઝોડાની જેમ ચક્રાવાત તોફાની
મૃદુ તો જાણે ગુલાબની પાંખડી,
ને વળી ક્યારેક કાંટાળી થોર.
કોકવાર એવું બોલે કે બીજો કાનેય ના સાંભળે,
તો વળી ક્યારેક આખેઆખો પહાડ ગુંજે.
ક્યારેક ખૂબ નિખાલસ તો ક્યારેક "ગરબડ"
ક્યારેક ખૂબ ઠરેલ તો ક્યારેક અલ્લડ.
હું સમજી જ નથી શકતી મને,
સાચે જ હું કેવી છું નહીં....?

~સ્મિતા પટેલ

## હું તો છું જ ક્યાં...???

ક્યારની વિલીન થી ગઈ તુજમાં.
થઈ ગઈ તુજમય.
અસ્તિત્વ ઓળઘોળ તુજમાં.
સ્મિત તું, આંસુ ય તું જ.
દિવસની શરૂઆત તું ને અંત પણ તું જ.
અંતરનો નાદ તું, મેં શ્વસેલો હર એક શ્વાસ તું.
પૂર્ણ થયેલું કાવ્ય તું, અધૂરી રહેલી પંક્તિઓ તું.
શબ્દોનું સંધાન તું, અનુસંધાન એ તું જ.
અર્ધ ખૂલેલા અધરો તું, અર્ધ નમેલા પલકો એ તું જ.
તું તું તું..... બસ તું જ......!!!!!!

~સ્મિતા પટેલ

ડેલી પર વાસેલું કટાયેલું તાળું છે;
ખબર નથી કેટલું જુનુંપુરાણું છે;
પતિ એનો ગુજરી ગયો છે,
અત્યારે એનું ખરાબ ટાણું છે,
બજારે એને ભીખ માંગવા જવું ફરજીયાતપણું છે,
ડોશીને દેહે ખુબ નબળાપણું છે,
ડોશીને પાંચ-પાંચ દેવના દીધેલ દીકરા છે'
સૌના ઘેર ખુબ છલકાયેલું જારનું બરણું છે,
નથી લેતા સંભાળ ડોશીની એકેય,
એ વાત હું સારી પેઠે જાણું છું,
જિંદગી આખી પેટને ખખડાવી,
ડોશીથી પછી ખવાણું છે,
રાત આખી ઉજાગરા કાર્યા ને,
ઉરને સુવાડ્યા પછી ડોશીથી સુવાણું છે,
બચપણમાં પગે પડતા દીકરાઓને,
ઉરના આશીર્વાદ હતા એટલે ગાડીમાં ફરાણું છે,
ડોશી નીઃહાહા નાખતી અશ્રુધારે કહે,
આ દીકરાઓથી પેટ મારું ભરાણું છે,
ઠરી હોત કુખ જો એક દીકરી તો,
આંસુ મારું એકે'કે લુછાણું હોત,
હવે નથી મારે વિતાવવા એકેય દા'ડા આ જિંદગીના;
આશીર્વાદ છે ઉરના, મારા દીકરાઓને સુખ કાયમ મંડાણું રહે,
અંતે કહું છું, એક વાર આવી જાવ મુખ તમ દેખાડવાને,
બસ ! છેલ્લા શ્વાસ હવે હું ગણું છું.

~ રાજશી બારિયા 'વ્હાલા'

માનહાની હવે આભાર લાગે છે,
સંબંધો પણ બધા ભાર લાગે છે,

સગા સંબંધી જેવા શબ્દો બધા,
સમાજ નો જાણે ઉતાર લાગે છે,

ચાલ જુઠું બધું જ ઉતારી લઈએ,
સમજ આવતા ક્યાં વાર લાગે છે,

આખર બધા ઉઠીને ક્યાં ચાલ્યા,
આંધળા ધરમની કતાર લાગે છે,

ભૂલી નથી ગયા હજી સુધી મને,
હવે એના પણ અણસાર લાગે છે,

કૃષ્ણ પણ વાસ્તવમાં તો નથી,
ભાગવત કોઈક વિચાર લાગે છે,

જીવન મૃત્યુનો કોઈ નિયમ નથી,
સૃષ્ટિનો આ દોરીસંચાર લાગે છે,

આસ્થા, ભક્તિને અંધશ્રદ્ધા બધી,
શરીફોનો જ વ્યાભિચાર લાગે છે,

~ સુલતાન સિંહ 'જીવન'

કેટકેટલી શિકાયત છે, તમને શી ખબર હોય,
દુખે છે ડાબી તરફ હજી, તમને શી ખબર હોય,
બે-લુત્ફ બનાવી દીધી છે જિંદગી એણે,
તહોમતદાર કોણ છે, તમને શી ખબર હોય,
આગિયો હોત'તો જાત જલાવી દીધી હોત;
કાંડી કોણે ચાપી, તમને શી ખબર હોય;
ભીંજાય ગયા'તા દરિયા મહી રેતી જેમ અમે,
ફંગોળીયા કોણે ફીણ જેમ, તમને શી ખબર હોય,
અમૃત નામે હળાહળના પ્યાલા પીધા છે,
'વ્હાલા' પ્રેમમાં આવું જ હોય તમને શી ખબર હોય,

~ રાજશી બારિયા 'વ્હાલા'



આ નાનકડી મારી અરજ છે સ્વીકારને વાલા,
મળવા મને આ બંધનો પણ ધિક્કારને વાલા,
ઘણા થયા છે દિવસો અળગા આપણ બેઉને,
પ્રેમ અને સમય હતો પહેલા ચિક્કારને વાલા,
હવે તો ખુશ રહું છું, તારી યાદોમાં રહીને પણ,
ક્યારેક સપનામાં પણ મળવા આવને વાલા,
બધું સાવ ભુલાઈ ગયું ખુશીઓનું જંતરમંતર,
એકવાર ફરી આવી મને તું સમજાવને વાલા,
જો ને કેવા ખયાલી ચહેરાઓ દેખાય છે હવે,
આજે તું જ કોઈ સાચો ચહેરો બતાવને વાલા,
લાગણી અને યાદોની વ્યથા વધતી રહી છે,
ક્ષણભર માટે તો આવી ગળે લગાવને વાલા,
હરપળ મારાથી છુપાતું રહેવું બહુ થયું તારું,
સામે આવ, કાં તારી માયા ભુલાવને વાલા,
વૃંદાવન, મથુરા અને દ્વારકા બસ આધાર છે,
મારા દિલના આંગણે મોરલી વગાડને વાલા,

~ સુલતાન સિંહ 'જીવન'

# ચિત્ર પરથી સર્જન

જોઈને એ ગુલાબને આજે કિતાબમાં,
ખોવાઈ હું ગયો છું એ જુના સવાલમાં.

મેં તો અમસ્તું પૂછી લીધું તું તને છે પ્રેમ?,
ના ના હતી છતાંય હતી હા જવાબમાં.

તકદીરમાં લખ્યું નથી સંગાથ આપણો,
રહેતા છતાંય આપણે તો સાથ સાથમાં.

હું જાણું છું આ વાત બરાબર નથી છતાં,
ભુલાવવા હું તુજને ડૂબ્યો શરાબમાં.

કહેવું છે "મિત્ર" આજ ઘણું પણ જવાદે યાર,
છે કેટલીય વાત દબાઈ ગુલાબમાં.

~ રાકેશ રાઠોડ "મિત્ર"

કોઈ યાદો આજ આપે ચોપડીના બે સુગંધી પાના.
શબ્દના ઊંડાણ માપે ચોપડીના બે સુગંધી પાના.

લક્ષ્ય જે અર્જુન થયું ને આંખ એની મીન જેવી ચમકે
જીતની ખુદ છાપ છાપે ચોપડીના બે સુગંધી પાના.

આથમીને ઊગવા મજબૂર થઇ સૂરજ નિરખતી ઈચ્છા,
માઈલો એ રોજ કાપે ચોપડીના બે સુગંધી પાના.

છે બળતરા ઓસની જ્યાં ફૂલનો રસ ચુસતાં ભમરાઓ,
ત્યાં દરદમાં જાત તાપે ચોપડીના બે સુગંધી પાના.



~ શીતલ ગઢવી"શગ





બોળી જ્યાં કલમ વ્યથામાં,
ઘૂંટ્યો તારાં નામનો અક્ષર.

વ્યથિત આંખોમાં છલક્યાં પૂર,
ને ભીનું હૈયું તરબતર.

~ રેખા સોલંકી "તૃષ્ણા"

પાના ફરતા રહ્યાં,
ને સપના વહેતા રહ્યાં.
આજ એકાંતની પળમાં
આવી, યાદ
ફરી તાજી થઇ પ્રથમ
મુલાકાત,
શોધું હું એક સગપણ
જે ફુલ સંગાથે કરમાઇ!
વિરહના વિત્યા વર્ષો,
તો યે; તારા દીધેલ
ગુલાબની, મહેક
મારા જીવન કેરી,
કિતાબે સચવાણી...

~ પ્રીતિ ભટ્ટ 'પ્રીત'

પુસ્તક વચ્ચે મળ્યુ આજ ગુલાબ કરમાયેલ ,
ખુશ્બુ તો એમાં છે આજે પણ સમાયેલ.

યાદો રૂપે સાચવ્યુ હતુ તેને આજ સૂધી ,
જે પ્રીત થી હતા કદી આપણે બંધાયેલ .

આંખો બંધ કરતા આજ પણ દેખાય છે તુ ,
ચહેરો તારો દેખાશે જો મારા માં જ ઘડાયેલ.

શ્વાસોશ્વાસ માં તુ જ છો જરા મહેસૂસ તો કર,
આજે પણ મારા રોમેરોમ માં તુ જ છો સમાયેલ.

સાચુ કહે છે આ અણસમજુ દુનિયા કદાચ ,
કે તારો પ્રેમ દેખાય છે સદાઇ મારામા જ વર્ણાયેલ.

~ પાબારી નિતલ

શબ્દ - તડકો

સુત્રધાર – ઉર્વીશ સવાની

# શબ્દ સર્જન

આ તડકા ને તો આદત પડી છે
આવી રોજ લાંબા થવાની..
મેં પણ શીખી લીધું છે
એની ગોદમાં જ આળોટવાનું..
થાકી તડકા એ ઓથ લીધી
જઈ છુપાયો
વાદળોના પાલવે
સંગ એના સાથી સૂરજની..
ને આખરે
મોકલી વર્ષાંરાણી ને..
કરવા વહાલભર્યાં અમી છાંટણા
આવો સહુ વધાવીએ
આ નવલી કુદરતની બલિહારી.

~ લતા સોની કાનુગા



શિયાળાની ઢળતી સાંજે, ઠરતો તડકો,
બારીમાં, અટારીમાં કૂણું કલરવતો તડકો.
વૃક્ષોની ઘટામાં સંતાતો તડકો
પર્ણોની વચ્ચે ધીમું ફરફરતો તડકો.
ગ્રીષ્મ ઋતુમાં દઝાડતો તડકો,
બની ગુલમહોર કેસરી હસતો તડકો.
તપાવી પૃથ્વી સારી ધોમ ધખાવતો તડકો,
જળની બુંદે બુંદને સ્વાહા કરતો તડકો.
અગ્નિ ~ શીખા સમ ચમકતો પીળો તડકો,
ધૂળની ડમરીમાં રજોટી લૂ ને સાથે લાવતો તડકો.
ચોમાસે ડરીને ઘનઘોર મેઘથી છૂપાતો તડકો,
કાળા વાદળમાંયે સોનેરી કોર ઉગાડતો તડકો.
હરિની જેમ જૂજવાં રૂપે દીસતો તડકો,
તંગ કરતો ને ગમતો ક્યારેક ~ સૃષ્ટિનો છે પ્રાણ તડકો.

~ ભગવતી પંચમતીયા 'રોશની



દિલ જો કપાય
તો તું બે વાર માપ જે
મારા ભાગ નો
તડકો તું રાખજે......!!

~ કુમાર રાજ

સૂર્યને ખુદ લૂથી ભર્યો આજ તડકો લાગ્યો હતો.
વાદળોમાં ચર્ચા બની એક પડઘો ગાજયો હતો.
બિંદુ ઉપજ્યા પ્રસ્વેદના તેજ ઝગમગતા ભાલ પર,
પ્રકૃતિની લઈને મદદ કોઈ પડદો નાખ્યો હતો.
ભીંત પર ટીંગાયો દિવસ, રાત ઉતરી અજવાસમાં,
જિંદગીની ઘટમાળમાં સ્હેજ થડકો વાગ્યો હતો.
ચાંદમાં જાગી ગઈ હવે ઓસને મળવાની તલપ,
એ અજુગતી માંગે કળીમાંય ઝઘડો જાગ્યો હતો.
મોં વકાસી ચારે દિશાઓ મસોતા થઈને ઉભી,
સાગરોમાં ઉઠતી તરંગે ભેદ તરતો દાબ્યો હતો.

~ શીતલ ગઢવી"શગ"

કરી તો લેવાઈ આ ઉનાળાનો તડકો સહન
નથી થતી દિલને એ જ તારી યાદો સહન

~ ઉર્વીશ કે સવાણી

# ફાસ્ટટ્રેક ઈન્ટરવ્યું



## નામ : કિશોર વ્યાસ

જન્મતારીખ : ૨૫ ઓગસ્ટ, ૧૯૫૨

જન્મસ્થળ : સુમરી રોહા, કચ્છ કવિ) કલાપીના સાસરાનું ગામ(

ઉછેર : કચ્છમાં ,પિતા શિક્ષક હોવાથી અવાર નવાર થતી બદલીઓના કારણે કચ્છના ગામડાં અને નગરમાં જ ઉછેર થયો. બાળપણ જન્મસ્થળ રોહા, ખોંભડી, નાગલપર અને નખત્રાણા જેવા યાદગાર સ્થળોમાં વિત્યું , જયારે કિશોર વયમાં પગ મૂક્યો ત્યારે અબડાસા તાલુકાના નલીયામાં ઉછેરને સ્થિરતા મળી. કિશોર વયથી યુવાનીનાં વર્ષો નલીયામાં પસાર થયાં.

શિક્ષણ : કચ્છના માંડવી શહેરમાં આવેલી શેઠ સૂરજી વલ્લભદાસ આર્ટસ અને કોમર્સ કોલેજમાં અભ્યાસ કરીને વાણિજ્યનો સ્નાતક થયા. અને ત્યાર પછી ભુજની ડી.એલ. લૉ કોલેજમાંથી કાયદાની ડિગ્રી મેળવી એલ.એલ.બી. પણ થયા.

લેખન સિવાય : માધ્યમિક શાળાના અભ્યાસ દરમ્યાન વાંચન– લેખનનો શોખ વિકસ્યો હતો જે આગળ જતાં સાકાર થયો. ક્રિકેટ, વોલીબોલ અને ટેબલ ટેનિસ જેવી રમતો પર પણ સારું પ્રભુત્વ હતુંકોલેજકાળ . દરમ્યાન એ કૌશલ્યનું પ્રદર્શન કરી શક્યા હતા.

*સવાલ ૧ - દરેક ને અમે સામાન્ય રીતે પૂછીએ એવા જ સવાલથી શરૂઆત. સાહિત્યમાં કાવ્ય સ્વરૂપ વિશે આપના વિચારો જણાવો...?*

સાહિત્યમાં કાવ્યસ્વરૂપ એ અદ્ભુત પ્રકાર છે. અંતરની અભિવ્યક્તિ માટે શ્રેષ્ઠ માધ્યમ છે. એક પંક્તિ, એક શેર કે એક મુક્તક એક નવલકથાના સાર સમાન બની રહે છે. કાવ્યનાં સ્વરૂપ કાળક્રમે બદલાતાં જોવા મળ્યાં છે, પરંતુ તેનાથી કાવ્ય સાહિત્ય સમૃધ્ધ થયું હોય એવું મને લાગે છે. અહીં ઉદાહરણ તરીકે ઘણું બધું આપી શકાય કે ટાંકી શકાય તેમ છે , પરંતુ માત્ર કલાપીનું નાના ખંડ કાવ્ય સમાનહૃદય" ત્રિપુટીએક " આત્મકથક નવલકથા સમાન છે ,જયારે કવિ સુંદરમની આ પંક્તિ :"તને મેં ઝંખી છે પ્રખર સહરાની તરસ થી..." બસ આટલામાં તો પ્રણયનો સાગર ઘૂઘવે છે, બધુંજ કહેવાઈ જાય છે.

કાવ્ય શાસ્ત્ર એ કાવ્ય નો શણગારછે. શાસ્ત્રોક્ત રીતે રચાયેલું કાવ્ય સંપૂર્ણ પણે સોળે કળાએ શ્રુંગાર સજેલી સ્ત્રી જેવું છે. એ.છે "મનોરમા" બંધારણ બહારની કાવ્ય રચનાઓને પણ હું કાવ્યજ કહીશ! સુંદર રીતે ગોઠવેલા કાફિયાએ હાથમાં રણકતાં કંકણ સમાન છે. બંધારણ માં ન બેસતી કાવ્યોર્મી ને તડીપાર ના કરી શકાય. તેના એક પણ શબ્દ પ્રયોગને અનૌરસ ન ગણી શકાય! માતા સરસ્વતી ની કૃપા વિનાની એ રચનાઓ નથી હોતી! જે વ્યક્ત કરવું છે, એ થઇ શક્યું હોય અને ભાવકને સ્પર્શી ગયું હોય તો તે પણ કાવ્ય છે. મારું આ તદ્દન અંગત મંતવ્ય છે.

*સવાલ ૨ - પદ્ય સાહિત્યમાં ગઝલ તરફ વધતા વ્યાપ વિશે આપ શુ વિચારો છો. આ યોગ્ય છે કે પછી પારંપરિક કાવ્ય પ્રકાર આ પ્રકારે લુપ્ત થતી પ્રજાતિ જેવો બનતો જઇ રહ્યો છે...?*

પદ્ય સાહિત્યમાં ગઝલ તરફ વધતો વ્યાપ હમેશા આવકાર્ય છે. પારંપારિક કાવ્ય પ્રકારને ગઝલે જખમી નથી કર્યો. હું સ્પષ્ટપણે માનું છું કે, એ બંને પ્રકારે એક બીજાને સમૃધ્ધ કર્યા છે. ગઝલો ખૂબ લખાય છે. ઘણા તેને અભિવ્યક્તિ માટેનો સરળ પ્રકાર ગણાવે છે. કેટલાક અંશે કદાચ એ સાચું પણ હશે, કદાચ, એટલે જ પારંપારિક કાવ્ય પ્રકારમાં રચાતાં કાવ્યોનું પ્રમાણ ઓછું થયું હશે, પણ એથી એને લુપ્ત થતી પ્રજાતિ તો ન જ કહી શકાય.

*સવાલ ૩ - આપ મુંબઇ સમાચારમાં પત્રકાર તો જરૂર પછી જ બન્યા હશો. પણ એના પહેલા લેખન ક્ષેત્રે આપનો અનુભવ કેવો રહ્યો હતો.*

મારા વાચનના કારણે, હું પત્રકારત્વથી પહેલાંજ લખતો થયો હતો. ઘણાં કાવ્યો અને નવલિકાઓનું સર્જન એથી પહેલાંજ થયું હતું .લેખક કે કવિ થવાનું કોઈ લક્ષ્ય નહોતું પણ આત્મસંતોષ અને આત્મવિકાસ માટે લખાતું હતુંપત્રકારત્વ . એ મારા જીવનનો સુખદ અકસ્માત છે. શબ્દો સાથેનો મારો સંબંધ મને પત્રકારત્વમાં ખૂબ કામ લાગ્યો છે. પ્રત્યેક કાવ્યની રચના કે ટૂંકી વાર્તા એ સૃષ્ટિ સર્જન જેટલો આનંદ આપનાર છે.

*સવાલ ૪ - આજકાલ સાહિત્ય ક્ષેત્રે થતા વિવાદ વિશે કોઈ વિશિષ્ટ ખયાલ કે જેના દ્વારા સાહિત્યમાં પડતા નુકસાનને નિવારી શકાય.*

સાહિત્ય ક્ષેત્રે વિવાદ સર્જાવા જ ન જોઈએ. વિવાદમાં વાદ સવહ છે. તેનાથી સર્જકોએ દૂર રહેવું જોઈએ. સર્જન વિશે મત,મતાંતર હોઈ શકે- પણ તે વિવાદમાં પરિવર્તિત ન થવા જોઈએ .આ એવું કારણ વગરનું સમુદ્ર મંથન છે, જેનાથી ભાગ્યેજ અમૃત નીકળે! મોટા ભાગે ઝેર નીકળે અને એ ઝેર પીવાની શિવ“ ક્ષમતાઆપણાં ”માં નથી હોતી , પરિણામે સાહિત્યમાં વિષપ્રવેશ થાય છે, એટલે મારા મત મુજબ એને ટાળવું જોઈએ.

**સવાલ ૫ - ચીનુ મોદી જેવા મોટા કવિ વિષે આપના વિચારો પણ જાણવા વાંચકોને જરૂર ગમશે. એમના વીતેલા જીવન પછી પણ જીવનના અંત પછી વિવાદ થશે કદાચ એવી ગણતરી એમની નહીં જ હોય ને..? (વિવાદનો સંદર્ભ અકાદમી અને પરિષદ પણ ખાસ આકર્ષણનો કેન્દ્ર બન્યો હતો.)**

ચીનુ મોદી માતા સરસ્વતીના સીધા દીક્ષિત કવિ - શાયર હતા. એમણે ગુજરાતી સાહિત્યને જે કંઇ પણ આપ્યું , તેનાથી ગુજરાતી ભાષાગુજરાતી , પણુંગુજરાતી સાહિત્ય , અભરે ભરાયાં છે. એમનું પ્રદાન અમૂલ્ય છે .કોઈ ને કે કશાયની પરવા કર્યા વગર લક્ષ્ય તરફ આગળ વધનારને વિવાદના વંટોળનો સામનો કરવો જ પડે છે. કદાચ ચીનુ મોદી એમાંના જ એક હતા. બાકી મૃત્યુ પછી વિવાદમાં રહેવાની કોઈની ગણતરી હોઈ જ ન શકે. પછી એ સાહિત્ય અકાદમીની વાત હોય કે સાહિત્ય પરિષદના સંદર્ભમાં હોય. ચીનુ મોદી સાહેબના સંદર્ભમાં તો ખાસ.

*સવાલ ૬ - પદ્ય માટે માત્ર સંવેદના જરૂરી છે કે શબ્દોની ગોઠવણ. આ વિશે આપ શુ સમજાવી શકો. જોકે જવાબ માટે એટલું પણ સત્ય જ છે કે સંવેદન દ્વારા થતા વિચારોનું શબ્દોમાં ગોઠવણ બદ્ધ રજુઆત એટલે જ કાવ્ય. છતાં આપના અનુભવ મુજબ વાંચકોને કંઈક વધુ જણાવશો તો આનંદ થશે.*

શબ્દો ગોઠવવાની આવડત હોય તો પણ પદ્ય રચી શકાય, પરંતુ મને ડર છે કે, એ શબ્દો ભાવહીન બની રહે! કોઈ પણ લાગણી ને સંવેદીને જો પદ્ય રચાય તો તે છલોછલ લાગે એવું મારું માનવું છે. સંવેદ્યા વગરનું કવન એ ભાવહીન અરીસા જેવું થઇ રહેવાનું ભય સ્થાન છે. ગુલાબને જોઇને કે તેનાથી મોહીને આખા બગીચા પર કાવ્ય રચી શકાય પણ બગીચાને જોઇને એક ગુલાબના ફૂલ પર કાવ્ય લખવું હોય ત્યારે એ શબ્દો ગોઠવીને લખવા સમાન છે. ગુલાબ સાથેની સ્પર્શ અને સ્વાનુભૂતિ નો તેમાં લોપ થયેલો જોવા મળશે .

*સવાલ ૭ - મહત્વનો સવાલ છે કે તમે માત્ર સાહિત્ય પર નિર્ભર છો...? શુ સાહિત્ય સર્જનની શરૂઆત દુ:ખદ પ્રસંગ જ હોય...? જોકે ૯૦% પ્રસંગોમાં એજ જાણવા મળે છે.*

ના, હું માત્ર સાહિત્ય પર નિર્ભર નથી. દુખદ ઘટના સાહિત્ય તરફ જીવનને લઇ જાય છે, એવું કોને કહ્યું? અહીં પણ શિક્ષિત અંદ દીક્ષિત નીજવાત આવે છે ,વાચનની વાત આવે છે, સ્વાનુભૂતિની વાત આવે છે. સાહિત્યને કળા સ્વરૂપે જીવવાની કે ઓળખવાની કે અપનાવવાની વાત આવે છે, એ વાત અલગ છે કે સ્વાનુભૂતિની વાત કરીએ ત્યારે તેમાં કોઈ દુખદ ઘટના સમાવિષ્ટ હોય. પણ એ દુખ:નાસર્જન "વોય" કે "હાય" માટે જવાબદાર પરિબળ નથી બની રહેતાં . સાહિત્ય સમાજમાંથી સર્જાય છે! જે જોવા,સાંભળવા મળે છે- તેમાંથી જ સર્જન પણ થાય છે.

*સવાલ ૮ - ખાસ આપના પુસ્તક 'યાદી ઝરે છે આપની' ના અનુસંધાને રાજકવિ કલાપી વિશે જણાવશો તો આનંદ થશે. આશા રાખીશ કે આ જવાબ સવિસ્તાર હોય. (કારણ કલાપી વિશે જાણવું એક લ્હાવો છે એને ખોવાની ભૂલ મરાથી તો ન જ થાય)*

જી, રાજવી કવિ કલાપીના જન્મથી મૃત્યુ સુધીની મારી લખેલી નવલકથા છે. તમામ ઘટનાઓ સત્યથી એટલા માટે નજીક છે કે, મારા પરદાદા જીવરામ વ્યાસ કલાપીનાં પ્રિય પત્ની રોહાનાં કુંવરી રમાબાના અંગત કારભારી તરીકે લાઠીમાં તેમની સાથે રહ્યા હતા. એટલું જ નહિ કલાપીના પણ વિશ્વાસુ વ્યક્તિ બની રહ્યા હતા. કથાને રોચક કે રોમાંચક બનાવવા નાટ્યાત્મકતાનો સહારો તો લેવોજ પડે. કવિ કલાપી વિશે ખૂબ લખાયું છે, ઓછામાં ઓછા પચાસ જેટલા સંશોધન ગ્રંથ બહાર પડ્યા છે. પરંતુ તેમના જીવનને નવલકથાના ફોર્મેટમાં રજૂ કરનારું આ પહેલું પુસ્તક છે ..."યાદી ઝરે છે આપની"

ત્યાર પછી તો તેમના પ્રેમ પાત્ર ઊર્ફે "મોંઘી" શોભનાના જન્મથી મૃત્યુ સુધીની મારી બીજી નવલકથા સૂરસિંહ " તમારી શોભનાપણ " તાજેતરમાં જ લોકાર્પણ થઇ છે. અ બંને નવલકથામાં કલાપીના અંતરને ઠાલવ્યું છે. મોંઘી–શોભના અને રમાબાના સંબંધો પર પ્રકાશ પાડ્યો છે. બંને નવલકથાને હાલના લાઠી ઠાકોર સાહેબે વખાણી છે ,એ મારા માટે મોટા એવોર્ડ સમાન છે.

*સવાલ ૯ - આપની મુંબઇ સમાચારમાં પ્રકાશિત થતી લોકપ્રિય કોલમ 'ઇર્ષાદ' વિશે પણ જણાવજો. (ભલે આ શબ્દનો અર્થ કઇ પણ હોય પણ આ શબ્દ સાથે ચીનુ મોદી સાહેબ આંખો સામે આવે જ છે.)*

તખલ્લુસ "ઈર્શાદ" કવિવર ચીનુ મોદીના નામ સાથે સંકળાયું ,તે પહેલાંથી શબ્દ "ઈર્શાદ" કવિ – શાયરની રચનાઓના ઉષ્મા સભર આવકાર માટે પ્રયોજાતો આવ્યો છે. કાવ્ય અને ગઝલ પર જ્યારે કોલમ શરૂ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે મારા મિત્ર અને મુંબઈ સમાચારના કાર્યકારી તંત્રી નીલેશ દવેએ કોલમનું નામાભિધાન કર્યું"ઈર્શાદ" ! મેં તેને "મુશાયરાનું" સ્વરૂપ આપ્યું. ખ્યાતિપ્રાપ્ત કવિશાયર- ઉપરાંત નવા કવિ – કવીયાત્રીઓને મેં એ મંચ પર નિમંત્ર્યા . તેમની રચનાઓનો અને તેમનો પરિચય કરાવવાનું કામ ચાલુ રાખ્યું છે. મળતા સુખદ પ્રતિભાવ અને પ્રતિસાદે મારી કલમ અને કોલમને અનોખું બળ પ્રદાન કર્યું છે.

*સવાલ ૧૦ - કાવ્યગોષ્ઠી અંગે આપ શું કહેશો.?*

દરેક સારી પ્રવૃતિને સારા સુકાનીની જરૂર હોય છે. કાવ્યગોષ્ટિ સામયિકને પણ સુલતાન સિંહ જેવા યુવા અને સંવેદનશીલ સુકાની મળ્યા છે. સાહિત્યની સુંદર સેવા કરવાનું સંવેદના સભર માધ્યમ તમે પસંદ કર્યું છે .મારા માટે આ પણ ખૂબ આનંદની વાત છે.

*સવાલ ૧૧ - આપને કાવ્યગોષ્ઠી સામાયિક સાથે રહી કેવો અનુભવ થયો.?*

બસ એટલું જ કહીશ કે હું કાવ્યનો ગુલામ હતો અને હવે કાવ્યગોષ્ઠીનો ગુલામ છું .હું ટપાલી બની રહું તેવી શક્તિ અને બુધ્ધિ માં શારદા મને આપતી રહે, તેવી પ્રાર્થના છે.

*૧૧. કાવ્યગોષ્ઠીના વાંચકોને આપ શું કહેશો.? આપનો સંદેશ*

કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહ વગર, રચના અને રચયિતાને અપનાવોમાણો અને , સર્જન કરવા કલમ ઉપાડો. કાલીદાસ ભલે એક જ થઇ ગયા, એ હવે બીજા શક્ય નથી પણ, તેમનો વારસો જાળવવો, તેનું સંવર્ધન કરવું એ ભારતીય સંસ્કૃતિના સેવક તરીકે આપણી ફરજ છે .અને આ ફરજ બજાવો મિત્રો!

**– અપ્રત્યક્ષ સંવાદના અંશો ]કિશોર વ્યાસ અને સુલતાન સિંહ 'જીવન']**

## :-સંપર્કસુત્રો -:


કિશોર વ્યાસ – gazal_world@yahoo.com

સુલતાન સિંહ –http://vichaarvrund.wordpress.com/







કિશોર વ્યાસ

|| લહેર || ઈર્શાદ || સુરસિંહ તમારી શોભાના ||
|| યાદી ઝરે છે આપની || કચ્છનામા ||
|| કચ્છી ચોવક || કથા – કથન ||



# વિચારવૃંદ – ગાંધીનું ગુજરાત

ગુજરાતની એક એવી હાસ્યાસ્પદ વાત જે વર્ષોથી ચાલી આવે છે. આ વાયદો ગુજરાતના રાજનેતાઓ વર્ષોથી ગાતા આવ્યા છે, કે ગાંધીના ગુજરાતમાં દારૂબંધી (નશા બંધી) છે.

આપણો દેશ જાગૃત હોવા છતાં પણ હજુ સુધી રહસ્યમયી રીતે અર્ધજાગ્રત અવસ્થામાં જ જીવે છે. કોણ જાણે આંખો અને કાન પર કઇ પટ્ટી બાંધીને ગુજરાતની રાજનીતિ ચાલ્યા કરે છે. ક્યારેક નરેન્દ્ર ભાઈ મોદી, ક્યારેક અનંદી બહેન પટેલ, કયારેક વિજય ભાઈ રૂપાણી તો ક્યારેક કોંગ્રેસ સરકાર અથવા નાના મોટા દરેક ક્ષેત્રમાં રચાતી અન્ય પાર્ટીઓ અથવા રાજનીતિના તજજ્ઞો. ભલે ભાજપનું તંત્ર સારું અને લાભદાયી હોય, ભલે નરેન્દ્ર ભાઈ મોદી સાહેબ જેવા કુશળ રાજનેતાઓ વર્ષો સુધી મુખ્યમંત્રી બનીને અહી રહ્યા હોય, અને અત્યારે દેશનું સુકાન સંભાળતા હોય. આ વાત દ્વારા હું કોઈ રાજનેતા પર લાંછન નથી લગાડવા માંગતો, વર્ષો અને દશકાઓ પછી ભારતને હવે સારું સુકાન મળ્યું છે, પણ ગુજરાતમાં... ગુજરાતમાં કદાચ અત્યારના સંદર્ભે યોગી જેવા મુખ્યમંત્રીની જરૂરિયાત છે. ગુજરાત વિકાસ મોડેલ છે, મોદી સાહેબના સુકાન નીચે દિનપ્રતિદિન ગુજરાતે વિકાસ સાધ્યો છે એમાં કોઈ બેમત નથી. પણ સાથે સાથે આ વાત તદ્દન સાચી છે કે કોઈ પણ નેતા ગુજરાતમા સ્પષ્ટ નશાબંધી કરાવી નથી શક્યો. દરેકની રાજનીતિ કેટલેક અંશે નિષ્ફળ રહી છે પછી એ ભાજપ હોય કોંગ્રેશ હોય કે કોઈ પણ પક્ષ કેમ ન હોય. આજે પણ ખાખી વાળા ખુલ્લેઆમ દારૂ વેચના અડ્ડાઓ પર જઈને ખિસ્સા ભરતા હોય છે. (આ આંખે જોયેલું સત્ય છે, જ્યારે ખાખી અને ખાદી વાળા પોતે ચેકિંગ અને એવી સરકારી નીતિઓ આ દારૂ માફિયાના દલાલો  સામે ખુલ્લી પાડે છે.)

જ્યારે જ્યારે ગુજરાતમાં ચૂંટણી આવે છે. આખા ભારતની નજરો ત્યાં અટકી જાય છે. રાજનીતિ આખી ઉફાને આવી જાય છે. એ જોતાં સમજી શકાય છે ગુજરાતનું મહત્વ ભારત સંદર્ભે કેટલું છે. પણ, એમાં આર્થિક સિવાય માનસિક, અને ખરેખર આંતરિક વિકાસ કેટલો...? શુ ભ્રષ્ટાચાર ઘટ્યો છે...? શુ ૮૦% પણ રોજગારીની તકો મળી છે...? શુ નશાબંધી પર કોઈ કાનૂન ખરેખર અમલી થયો (આવ્યા અને બન્યા તો ઘણાય છે.) છે...? જવાબ છે, ના. રસ્તાઓ બન્યા છે ખરા પણ, એ રસ્તાઓ પર મો ફાડીને ઉભેલા ખાખી વાળાની માનસિકતા નથી બદલાઈ, રસ્તાઓ બન્યા છે પણ કોન્ટ્રેક્ટ માફિયા નથી બદલાયા, આજે પણ રસ્તાઓ વર્ષ પૂરું થતા થતા વેરવિખેર થઈ જાય છે. દરેક રસ્તો બન્યા પછી કદાચ તંત્ર યાદ કરે છે, કે ગટરો નાખવાની તો રહી જ ગઈ હતી, ફરી રસ્તાઓ તૂટે છે અને નવનિર્માણ થાય ત્યાં સુધીમાં ગટરનું કુરણ કામ આવીને બારણે ટકોરા મારતું ઉભું હોય છે. એટલે વસ્તીના રૂપિયાનો બેફામ ધુમાડો અને સામે લાંબા ગાળાના ટકાઉ વિકાસના નામે મીંડું જ થયું ને...? આજે પણ સરકારી ખાતાઓમાં કામ નથી થતું, આજે પણ સરકારી કામ કાજ માટે દલાલો છે, આજે પણ સરકારી દફ્તરોમાં કામ કાઢવા જાઓ ત્યારે ઘેર ક્યારે પહોંચાશે, એ પ્રશ્નના ડરે ટિફિન લઇ જવું પડે છે. આજે પણ સરકારી તાનાશાહી એમ જ ચાલે છે, આજે પણ હજારોનો પગાર પામતા સરકારી અફસરો કરોડોની સંપત્તિ દબાવી બેઠા છે (જેનો સરવાળો પગારની દ્રષ્ટિએ 12 પેઢી કમાય એટલો હોય છે. ક્યાંથી આવી એ કોઈ નથી જણાતું.). આજે પણ હોસ્પિટલમાં સારવારની ગુણવત્તા સાવ નિમ્ન છે, આજે પણ સરકારી નોકરી

માટે તગડી રકમો તો ચૂકવવી પડે છે, આજે પણ ખાનગી શાળામાં ડોનેશન પ્રક્રિયા ચાલુ છે, આજે પણ ચુનાવ પ્રચારમાં કરોડો ખર્ચીને જીત્યા બાદ વસુલવાની માનસિકતા યથાવત છે, આજે પણ હાલાંકી ભોગવનારો પક્ષ માત્ર માધ્યમ વર્ગ અને નિમ્ન વર્ગ જ છે, આજે પણ મહાનગર પાલિકાના કેટલાક વિસ્તારો માત્ર વેરો ભરે એ ખાતર ગણતરીમાં છે અને સુવિધામાં એમને માત્ર ઠેંગો મળે છે, આજે પણ અનુસ્નાતક કક્ષાના ટેલેન્ટેડ યુવાનો બેરોજગાર છે અને પૈસાના જોરે આવેલા નબીરા રોજગરીમાં તગડા પગાર મેળવતા થઇ જાય છે, આજે પણ સરકાર માત્ર ધનાઢ્ય લોકો માટે કાર્ય કરે છે, આજે પણ નેતાઓ માત્ર મોટા મોટા વાયદાઓ કરે છે...

શુ આ જ છે વિકાસ? શુ આ વિકાસનું મોડેલ છે ગુજરાત? અને જો હા... તો સાહેબ અમારે વિકાસ મોડેલ નથી જોઈતું, અમારે તો સામાન્ય રાજ્ય જ જોઈએ છે. અમારે લાડવાના નામે કોરે કોરો ગોળ નથી ખાવો. એના કરતાં સ્પષ્ટ કહી દો, કે ગોળ જ મળશે લાડવો તો માત્ર વાયદાઓ પૂરતો મર્યાદિત છે..

## કટાક્ષયુક્ત સત્ય -

પ્રથમ વાત તો એ છે કે ગુજરાત એનું, મારુ, તારું, પેલાનું એમ કોઈના બાપની જાગીર નથી. એ સમાન પ્રકારે એમાં રહેતા સૌનું છે.

બીજી વાત એ કે માત્ર નશાબંધીના વાયદાઓથી વિરુદ્ધ, જેટલા ચોરી છુપે ગુજરાતમાં થાય છે એટલા નશા કદાચ બીજા કોઈ રાજ્યમાં થતા જ નથી. ગુજરાતમાં કોઈ એક શહેર એવું નથી જ્યાં દારૂ ક્યાંકને ક્યાંક નથી મળતો અથવા પીવાતો નથી. કોઈ એવી રાત નથી હોતી, જ્યારે સામાન્ય વિસ્તારોમાં એકાદ લથડતો પીધેલો તમને ન ભટકાય. પણ આ દરેક ઠેકેદાર નિશ્ચિંત રહીને ધંધો કરે છે કારણ કે લીલી પત્તીઓની મહેકના જોરે ખાખી અથવા જરૂર પડ્યે ખાદીની રહેમનજર પણ એમને મળેલી હોય છે.

છેલ્લો મુદ્દો – નશાબંધીનું આખું પ્રકરણ ખાદી અને ખાખીના ખિસ્સા ભરવાની એક પ્રકારની ભ્રષ્ટ ટેકનીક છે બીજું કાંઈ નહીં.

નોંધ – કદાચ આ અંગે આપના વિચારો આનાથી અલગ હોઇ શકે છે, પણ મારા નહિ. ઉપર દર્શાવેલા મારા વિચારો છે.

~ સુલતાન સિંહ 'જીવન'

( ૦૯:૦૬ સવાર, ૧૮/૦૪/૨૦૧૭ )